**અમર**—વાહ ! પ્રભુ વાહ ! આપની અમૃત રૂપી વાણીની ધારાએ મારા બળતા હૃદયને શાન્ત કર્યું છે. નૈષધપતિનું ચરિત્ર સાંભળીને તો મારાં રૂંવે રૂંવાં ખડાં થઇ ગયાં. હે કૃપાનાથ દમયંતિ નળને ફરી પ્રાપ્ત થઇ તેમજ સહન તથા ઉલ્લાસ આ સેવકને પ્રાપ્ત થાય એવી આશીશ આપો, અને સતિ દ્રૌપદીની પ્રભુએ લજ્જા રાખી નગ્ન ન થવા દીધી, તેમજ કોઇ પાપી એમના શિયળનો પરાભવ ન કરી શકે એવું અભય વચન કહો !

**મહંત**—અમર; નિર્ભય રહે ! નિશ્ચિંત રહે ! સહન તથા ઉલ્લાસ મહા સતીઓ તથા મહા પતિવ્રતાઓની પંગતિની છે. તેમનો તને મેળાપ થશે, પાપીને પાપનું ફળ મળશે. આખર જય થશે. હવે હું રજા માગુ છું; તારા ચરણમાં મારા પ્રણામ છે.

**અમર**—અરરરર; એ શું બોલ્યા ! મારા ચરણમાં આપના પ્રણામ ?

**મહંત**—અમર; મેં અઘટિત ઉચ્ચાર કર્યો નથી. અત્યારસુધી તુ રાજકુમાર છું, પણ થોડાજ વખતમાં તુ રાજા થઇશ.

**અમર**—હે પુજ્ય મહંતજી; રાજા થઇશ એટલે વિશેષ શુ ! કાંઇ છું તે મટી જઇશ ?

**મહંત**—અમર; રાજા, એટલે રંજન કર્તા; જેનાથી સર્વ રાજી, પ્રાણીમાત્રને સુખનું સાધન. રાજા એ સાધારણ મનુષ નથી પણ પ્રત્યક્ષ દેવ છે ધર્મની મુર્તિ છે, પ્રજાનો પિતા છે, અવનીનો ઇંદ્ર છે; અને સર્વને પુજન પાત્ર છે. પ્રજાનુ પ્રફુલિત હૃદય, પ્રજાની ગતી, પ્રજાની પ્રતિષ્ટા અને પ્રજાનું ઉત્તમ સુખ એ રાજા છે પ્રજા પોતાની વસ્તુનો વૈભોગ માણે છે એ રાજાનીજ કૃપા છે. અગ્નિરૂપ રાજાના તાપથી અધર્મિયો અધર્મ કરતા, ચોર ચોરી કરતા અને વ્યભિચારી વ્યભિચાર કરતા અટકે છે. જેમ સમુદ્રમાં રહેલાં નાના માછલાંનો મોટા મગરમચ્છ નાશ કરે છે, તેમ રાજા વગર; બળવાન મનુષ્યો નિર્બળની સ્ત્રીયોનું હરણ કરે છે અને લક્ષ્મિને લુંટે છે, રાજા વગર પ્રજા પરસ્પર વૈર કરી કુસંપરૂપી દુઃખને દેખે છે, તથા કાળે કરી પરાભવને પામે છે. વિશાળ વૃક્ષની છાંયામાં પક્ષિયો જેમ કલોલ કરે છે, તેમ રાજાની રહેમ નજરથી રૈયત સદા આનંદમાં રહે છે. સુર્યરૂપ રાજાના પડતા કિરણોના અજવાળામાં, પુરૂષના રક્ષણ શિવાય સ્ત્રીઓ અલંકાર ધરી નિર્ભય ફરે છે. યજ્ઞાદી શુભ કાર્યો પણ રાજાના રક્ષણથીજ થાય છે. જેમ સિંહથી રક્ષણ થતા વનને કાપવા કોઇની હિમ્મત ચાલતી નથી, તેમ સબળ રાજાની રૈયતને કોઇ પીડા પમાડી શકતુ નથી, ધર્મનું તથા ન્યાતનું બંધારણ પણ રાજા વડેજ સ્થિર રહે છે. વિદ્વાનો અને તપસ્વિયો પોતાની ક્રિયા રાજાના રક્ષણ નિચે કરી શકે છે. રાજાનું હિત ઇચ્છનાર આ લોક તથા પરલોકમાં જય પામે

છે. મન વડે પણ રાજાનું બુરૂ ઇચ્છનાર તથા રાજાની મરજીથી ઉલટુ આચર્ણ કરનાર આ લોકમાં દુઃખ ભોગવી, પરલોક નરકમાં પડે છે.

સુખની વૃદ્ધિની ઇચ્છિા રાખનાર મનુષ્યે, ઇશ્વરનું સ્મર્ણ કરી પોતાના રાજાની સદા આબાદી માગવી. આનંદ રહો ! આનંદ રહો ! હું જાઉછું.

અમર—પ્રભુ ! આપના પવિત્ર ચર્ણાવિંદમાં અમો સર્વના પ્રણામ છે.

મહંત—અમર; તારા દુઃખથી દાઝતા અંતઃકરણને શિતળ કરવા ઇચ્છતી આ ગરાશણીનાં વચન ધ્યાન રાખી સાંભળજે ! ફરી મળીશ, હિતવચન કહીશ, ઉપદેશ કરીશ, અને બીજાં ઉત્તમ ચરિત્રો સંભળાવીશ !

અમર—હે પારકા દુઃખે દુઃખી દેખાતી કલ્યાણકારી મુર્તિ; તમો જે કહેવા ઇચ્છિા કરતાં હો તે કરો !

ગરાશણી—રાણા અમરસિંહ ! સાંભળો ! પ્રથમ સર્વે બોલો !

" જગજ્યોતિ સ્વરૂપ ભગવાનકી જય. "

( વાર્તા અપૂર્ણ. )

### થાળ; નટવર વસંતનો રાગ.

પ્રિત જાણું પ્રભુજી પુરા પ્રેમથી જમો,
પ્રેમથી જમો નિત્ય નિયમથી જમો. પ્રિત૦
જમવાની શી ઝંખના, ઝાઝી જીવણલાલ:
વિલંબ થયો શો વિઠલા, જમી ઉઠયા છો હાલ;
ઝાઝુ જમ્યાથી અંગ, રોગ અતી થાય છે;
ક્ષુધા વેઠો ને જરા દેહને દમો. પ્રિત૦ ૧
હર્ષ અતી ઉભરાય છે, જમતાં જોઉ મહારાજ;
એંઠું જુઠુ આપજો, એ અરજી છે આજ;
જમી ઉઠીને જરા અહીંઆં આરામ લ્યો;
આલુ રમકડાં આંગણે રમો. પ્રિત૦ ૨
વિશ્વ સકળમાં વ્યાપ્ત છો, ચૌદ લોકના નાથ,
સકળ જગતને સાહીને, પકડી દોરી હાથ;
લીલા કરો છો લક્ષ દેવા એ લાલજી,
જગત સકળ તણા લાલ છો તમો. પ્રિત૦ ૩
વિશ્વંભર છો વિશ્વના, છત્ર તમારી છાંય.
ઉપજ નિપજ આ જગતની, આપ નજરથી થાય;
મારૂ માન્યુ છે મેં તો અજ્ઞાને અંધ થઈ,
ખોટુ ખેલુંછુ ક્ષમા રાખીને ખમો. પ્રિત૦ ૪

જમજો જીવણલાલજી, પિરસીઆં પકવાન;
હસ્ત પખાળીને કરો, ગંગાજળનું પાન.
પાન સોપારી ખાસ લવિંગ ઇલાયચી,
પ્રિતે ચાવોજી પ્રિત જોડીએ અમો. પ્રિત૦ ૫
આભારી હું આપનો, જાળવીયુ મુજ અંગ;
વાયુ ઢોળુ વિંઝણા, પોઢી જાઓ પલંગ,
બાપુ બોલે છે નમી નમી તમો નામને;
ગોપાળલાલ તમો ગુણથી ગમો. પ્રિત૦ ૬

## જ્યોતિ સ્વરૂપ ભગવાનની આરતી.

### રાગ; જય શીવ ઓંકારા હર શીવ ઓંકારા.

જય શ્રી જગજ્યોતિ, હર શ્રી જગજ્યોતી;
કોટી અર્ક ઉદ્યોતી, મહાસિંધુ મોતી. જયજય શ્રી ભગવાન૦
ખળમાં, જળમાં, સ્થળમાં, વાદળમાં વશીઆ;
અંડ બ્રહ્માન્ડમાં ભાળુ, રાધે રંગ રસીઆ. જયજય શ્રી ભગવાન૦ ૧
કોટી સોમથી શીતળ, અગ્નિથી તાતા;
કામ ક્રોધના કર્તા, ગુણનિધી ગમ ખાતા. જયજય શ્રી ભગવાન૦ ૨
નિગમ નેતી ગાય, મહા મંગળ મુર્તિ;
કોટી નભમાં નિર્ખી, સાંધી મેં સુરતી. જયજય શ્રી ભગવાન૦ ૩
સાગરથી ગંભિર, મારૂતથી બળીઆ;
કોટી કાળથી કપરા, કેમ જાઓ કળીઆ. જયજય શ્રી ભગવાન૦ ૪
વાણી વિશેષણ પાર, અજર અમર સ્વામિ;
ઘટ ઘટમાં ઘુમો છો, અંતરના જામી. જયજય શ્રી ભગવાન૦ ૫
ક્ષમા ક્ષિતીથી અધીક, શાન્તિ સુખ દાતા;
†પરજન્યથી છો પોષક, અગણીત અજ ×જાતા. જયજય શ્રી ભગવાન૦ ૬
અકળિત રૂપ અનંત, વિનતી છે છેલ્લી;
બાપાલાલ રંગે રંગમાં, ખેલ રહો ખેલી. જયજય શ્રી ભગવાન૦ ૭




† પરજન્ય—વરસાદ. × જાતા—ઉત્પન્ન કરનાર.

# પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

**અમદાવાદ**—ભક્ત બાપાલાલ વેણીરામ—અમર ચરિત્રના કર્તા.
ઠે૦ તાજપુર તાડની શેરી.

**અમદાવાદ**—ચોકશી નાથાલાલ દલસુખ, માણેકચોક દુકાન નં. ૩૮૯૭.

**અમદાવાદ**—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે; બુકસેલર, ઠે૦ ત્રણ દરવાજા.

**વડોદરા**—શેઠ પ્રેમાનંદ મોહોલાલ, ઠે. ઘડીઆળી પોળમાં કુબેર ભાઇચંદને ખાચે.

**સિદ્ધપુર**—શુકલ મગનલાલ ગૌરીશંકર, ઠે૦ ખીલાતર વાડામાં.

**ભરૂચ**—દેશાઇ બ્રધર્સ બુકસેલર, ઠે૦ ફતેપોર ગેટ.

**નડીયાદ**—ઘાંચા જેઠાલાલ ગડબડદાસ, ઠે૦ અમદાવાદી બજારમાં.

**મુંબઇ**—એન. એમ. ત્રિપાઠી, ઠે૦ કાલબાદેવી રોડ.

---

## જાહેર ખબર.

આ ગ્રંથ સરકારી એક્ટ પ્રમાણે રજીસ્ટર કરાવેલો છે, માટે આમાંનો કોઇ પણ ભાગ છાપશે છપાવશે અગર તેનો બીજી ભાષામાં તરજુમો કરી કરાવી છાપશે છપાવશે તેના સામુ યોગ્ય રીતે પગલુ ભરવામાં આવશે.

લી૦ ભક્ત—

**બાપાલાલ વેણીરામ.**

**અમર ચરિત્રના કર્ત્તા.**

ઠે૦ તાજપુર તાડની શેરી-**અમદાવાદ.**